॥ સત્યનામ ॥

॥ સદ્‌ગુરુ કબીરો વિજયતેતમામ્ ॥

# કબીર જ્ઞાન ચંદ્રિકા

---

: સંશોધક અને સંપાદક :

શ્રીમાન મહંતશ્રી દેવીદાસજી કાલીદાસજી સાહેબ,
ઠે. કબીર સાહેબનું મંદિર, ફત્તેહ દરવાજા
વિસનગર ( ઉ. ગુજરાત )

-:પ્રસિદ્ધ કર્તા:-

શ્રીમતિ મહંતાણી
ચંચળબાઇ પાવનદાસજી સાહેબ
ઠે. કબીર સાહેબનું મંદિર, ફતેહદરવાજા
વિસનગર ( ઉ. ગુજરાત )

સતકબીર સંવત્ ૫૭૩

કીંમત ૩-૦૦
( પોષ્ટ ખર્ચ અલગ )

સંપાદકઃ—

**મહંતશ્રી દેવીદાસજી સાહેબ.**

વિસનગર

પ્રકાશકઃ—

**શ્રીમતિ મહંતાણી ચંચળબાઇ પાવનદાસજી,**

ઠે. કબીર સાહેબનું મંદિર. ફત્તેહદરવાજા

વિસનગર ( ઉ. ગુજરાત )

| દ્વિતીય સંસ્કરણ<br>૧૦૦૦ | સર્વાધિકાર સ્વાધીન | સંવત ૨<br>સન ૧૯ |
|---|---|---|

મુદ્રક —

**નટવરલાલ આર. પંડ્યા**

ડાયમંડ પ્રિન્ટીંગ પ્રેસ, કબીર મંદિ

સીયાબાગ, વડોદરા.

॥ સત્યનામ ॥

# —: અર્પણ પત્રિકા. :—



બંદીછોડ સદ્‌ગુરો !

આપની મહિમા અપાર છે. આપનું પ્રાકટ્ય જીવોના ઉદ્ધારાર્થે સંસારમાં થાય છે. આજે જ્યારે આપના કાશી લહર તારામાં કમળ દળ પરના શબ્દ સ્વરૂપી પ્રાકટ્યને ૫૭૩ વર્ષ પુરાં થઇ આવતી જેઠ પુનમે ૫૭૪ મા વર્ષનો પ્રારંભ થાય છે તે શુભ પ્રસંગના અરસામાં અમે આપની પવિત્ર વાણીને પુસ્તકાકારમાં છપાવી જનતા સમક્ષ મુકવા શકિતમાન થયા છીએ. એ સર્વ આપની અસીમ દયાનુંજ સુફલ છે. આ શુભ કાર્ય દ્વારા અમને આપની સેવાનો જે અપૂર્વ અવસર મળ્યો છે તે અમે હે સદ્‌ગુરો ! આપની અમારા ઉપરની અસીમ કૃપાનું ફળ સમજીએ છીએ. આપનાં પરમપાવન ચરણારવિંદોમાં અમારી સાષ્ટાંગ કોટિશઃ સાહેબ બંદગી સાહેબ સાથે વિનમ્ર પ્રાર્થના છે કે જનતાને અમારો આ પ્રયાસ કલ્યાણપ્રદ થાઓ !

આપના દાસ,

કાર્તિક પૂર્ણિમા ૨૦૨૯ } મહંત દેવીદાસજી સાહેબ

॥ સત્યનામ ॥

# પ્રસ્તાવના.

કરૂણામય સદ્‌ગુરૂની અસીમ દયા પ્રેરણાથી અમારા ઘણા લાંબા વખતના ઉત્સાહ અને ખંતને આ નાનકડા પુસ્તક રૂપમાં પરિણિત કરી કબીર સાહિત્યાભિલાષી ભાષા ભાષી બંધુઓના કર કમળ સમક્ષ રજુ કરતાં અમને આનંદની વર્ષા થાય છે.

અમારા વાચનકાળ અને ભ્રમણકાળ પર્યન્તના સમય અને સંજોગોથી એક વસ્તુ અમને દષ્ટિગોચર થતી હતી. અને તે એજ કે કરૂણાસિંધુ સદ્‌ગુરૂ કબીર સાહેબનું જીવન ચરિત્ર- આવિર્ભાવ અને તિરોભાવ. ઉપદેશ, સન્ધ્યોપાસના, ધાર્મિક ક્રિયાઓની અનુષ્ઠાન વિધિ તથા સદ્‌ગુરૂએ માનવસમાજમાંની અધિકારી વ્યક્તિઓના કરેલા આત્મતારણની કથાઓ વગેરે બાબતોનો સરળ અને ટુંકો અહેવાલ સ્વધર્મ ગ્રંથોના આધારે સંપાદન કરી સર્વ સામાન્ય જનતા સમક્ષ ઉપસ્થિત કરતાં તે આદર્શરૂપ બને એમ અમારી અને બીજા કેટલાક ધર્મપ્રેમી બંધુઓની સદ્દઇચ્છાને અનુલક્ષી જેમ બને તેમ સુપાઠ્ય શૈલીમાં ગદ્યપદ્યાત્મક ગ્રંથ સંગ્રહિત કરવા સ્વયં આત્માની પ્રેરણાઓ થયા કરતી હતી.

પરંતુ યોગ્ય સમય અને સંજોગોની પૂર્ણ અનુકૂળતા સિવાય તે કાર્ય અંગે કદમ કરી શકતું નહિ. યોગે મ્હારે રજપુતાના પ્રાંતમાં વાંસવાડા તરફથી ધર્મ પ્રચાર કરતાં કરતાં શ્રીલિન્ડગંજ-દોહદ જવાનું થયેલું અને ત્યાં સ્વધર્મ પરાયણ, સજ્જન હંસ શિરોમણિ શ્રી ધનજીભાઈ ઝીણાભાઈને ત્યાં ઉતારો કર્યો.

તેઓએ મ્હને સ્વધર્મના ઉપદેશક જાણી યોગ્ય સન્માન દ્વારા કેટલાક દિવસો પર્યન્ત સત્સંગ સમાગમનો કાર્યક્રમ યોજી દિવ્ય આત્માની પ્રીતિ સાથે પરસ્પર સંબંધ સંબદ્ધ કર્યો. પશ્ચાત્ તેઓની તીવ્ર અને લાગણી ભરી સદ્દિચ્છાએ એક ગ્રંથ પ્રકટ કરવાની શુભ વિચારણા પ્રદર્શિત કરી.

સદ્દગુરૂની અસીમ કૃપાએ તેમની દિવ્ય જાગૃતિથી મારા આત્માને સુયોગ્ય સમય અને સંજોગોની સુંદર સાનુકૂળતા પ્રાપ્ત થવાથી હિન્દી ભાષાના કેટલાક ગ્રંથોના આધારે આ પુસ્તક સંપાદન કરી ધર્મ બંધુઓ સમક્ષ રજુ કરવા અમો સફળ થયા છીએ. આશા છે કે માનનીય બંધુઓ અમને આ પવિત્ર કાર્યમાં પ્રોત્સાહન આપી અમારા વેગને આગળ ધપાવશે તથા ગ્રંથ રચના સંબંધી અમારો પહેલ પહેલાં અખતરો હોવાથી વાંચક બંધુઓને ભૂલ ચુક લાગે તે દર્શાવતાં તૃતીય સંસ્કારણમાં શુદ્ધ થશે.

નિખિલ વિશ્વ જન સમાજને વિશ્વ શાન્તિ અને વિશ્વ બંધુત્વથી જાગ્રત કરનાર સર્વ પ્રથમ સદ્દગુરૂ કબીર

સાહેબની વાણીથી આજે સંસાર અનભિજ્ઞ છે. જો સમાજ તેને વિશ્વપ્રેમ અને પરમપદનું સકારણ સમજી તે અનુપમ વાણીને અપનાવી લે તો સંસારમાં સુખ, સામર્થ્ય, અને સમૃદ્ધિ નિકટતા ધરાવે એ નિઃસંશય છે. પરમ કૃપાળુ સદ્‌ગુરૂ કબીર સાહેબ સમગ્ર માનવ જનતાના આત્મકલ્યાણ સારૂ સર્વદેશીય ભાષા વાણીમાં આધ્યાત્મિક તત્વનો પ્રચાર કરી જનસેવા ભરેલા પવિત્ર કાર્યની ઉન્નતિમાં સર્વ પ્રથમ સદ્‌ગુરૂ લખાયા છે.

દરેક માનવ દેહમાં અને અન્ય આકૃતિઓમાં સમાયેલા જીવાત્માની ઐકયતા સમજાવી પરમ પદના અદ્વિતીય માર્ગદર્શક કહેવાય છે.

હિન્દુ કે સતગુરૂ સહી, મુસલમાન કે પીર;
સાત દ્વીપ નવ ખંડમેં, એકહી સન્ત કબીર.

આવા સર્વશ્રેષ્ઠ પદનું તેઓને સન્માન પ્રાપ્ત થયું છે. પરંતુ સામ્પ્રદાયિક જાળમાં ફસાયેલી સાધારણ જનતામાં તેઓ સદ્‌ગુરૂ પ્રત્યે અર્થાનર્થનો ભ્રાંતિમૂલક વિચાર અને હલકટ ભાવનાઓએ ઘર કર્યું છે. જેમકે:—

“ કબીર જાતે જુલાહા અને મુસલમાન હતા. રામાનંદના શિષ્ય હતા. રામની ભક્તિ કરતા હતા ” આવી રીતની લૌકિક વાતાવરણની કલ્પિત રૂઢિ અને મિથ્યા ભ્રમણામય વાતોથી સાધારણ જનતા સંડોવાઈ તેઓ સદ્‌ગુરૂના તથ્ય તત્વથી વિમુખ બની રહી છે. ઉપરોક્ત

લોકવાયકામાં અર્થનો અનર્થ છુપાયો છે જેનું ...
કરણ કરવું આવશ્યક છે.

સદ્દગુરુ કબીર સાહેબ જુલાહા ન હતા પણ જુલા... ત્યાં પોતાનો વાસ કરી મુસલમાનોને માનવતાનો ... એકેશ્વરતાનો પાઠ ભણાવનાર સાચા દીનબંધુ હતા. ઇતિહ... પ્રેમી વાંચકો જાણે છે કે પૂર્વે સદીઓ પહેલાં હિન્દુ મુસ... માનોમાં ભયંકર ધાર્મિક વિગ્રહ પૈદા થઇ બન્ને પ્રજા... ખુનનો વરસાદ થયો. જેમાં સેંકડો ધર્મ ઝનુની ય... બાદશાહો અને મુસલમાનોએ હિન્દુઓનાં મંદિર, ચો... જનોઈ, વગેરે સેંકડો રીતોથી અત્યાચાર કરી હિન્દુજનતા... ત્રાહિત્રાહિ બનાવેલી. તે માટે પરમ કારૂણિક સદ્દગુરુ કબી... સાહેબે બન્ને પ્રજાના ઉદ્ધારને અર્થે મુસલમાનોમાં પોતાનો વાસ રાખી હિન્દુ મુસ્લીમ બન્ને પ્રજાની ઐકયતા સા... આધ્યાત્મિક દિવ્ય સંદેશ સંભળાવી સંપ, શાન્તિ... પ્રચાર કર્યો. જેમકે:—

“ ભાઈ રે દુઈ જગદીશ કહાંતે આયા,
કહુ કવને ભરમાયા ”

“ હિન્દુ ધ્યાવે દેહરા,
મુસલમાન મસ્જીદ;
દાસ કબીર તહાં ધ્યાવહી,
જહાં દોનોં કી પરતીત. ”

" કબીર ખડે બજારમેં,
સબકી ચાહે ખૈર;
ના કાહુસે દોસ્તી,
ના કાહુ સે વૈર "
" હિન્દુ તુરકકી એક રાહ હૈ,
સતગુરૂ યહ હૈ બતાય;
કહે કબીર સુનો હો સંતો,
રામ ન કહહું ખોદાય. "
ઇત્યાદિ.

પ્રિયબંધુઓ !

સદ્‌ગુરૂ કબીર સાહેબના આવા પવિત્ર કાર્યનો ઉપકાર ભૂલી આજે હિન્દુ જનતા અનુપકારી બને ! તે ક્યાં સુધી પોતાના મહાન્ પથદર્શક દેવના ઋણને ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે માથે ચઢાવશે? અને ભવિષ્યમાં પ્રજાને શું દુઃખ સહન કરવું પડશે તેનો ખ્યાલ વાંચકોના હાથમાં સોંપું છું.

સત્યમૂર્તિ કબીર સાહેબ હિન્દુ જનતાના ઉદ્ધાર સારૂ મુસલમાન જુલાહાને ત્યાં વાસ કરી બેઉ પ્રજાને પોતાના સત્ય શાંતિમય સત્યોપદેશથી સંગઠિત કરવા આદર્શ કાર્યદક્ષતા બતાવી ત્યારે તેમનાજ ઉચ્ચ આદર્શને ભૂલી મુસલમાન જુલાહા ગણી તેમના વાસ્તવિક જ્ઞાન અને ચારિત્ર્યથી વર્તમાન પણ પશ્ચાત બની રહી છે.

વૈષ્ણવાચાર્ય શ્રી રામાનન્દજીને સ્વયં આત્મપરિચય બતાવી ગુરૂ થઈ નહિ પણ શિષ્યત્વભાવે જ્ઞાનની આપલે થઈ

શકે છે આવા આદર્શ દ્વારા તેઓને આધ્યાત્મિક પરાવિદ્યાનો દિવ્ય સૂક્ષ્મ ભેદ દર્શાવી ગુરૂ તરીકે માન્ય કર્યા અને એકેશ્વર તત્ત્વનો સર્વ સામાન્ય તથ્ય પાઠ નમ્રપણે બતાવ્યો. પરિણામે આજની પ્રજા કબીર સાહેબના ગુરૂ રામાનંદ હતા કહી સંતોષ માની તેમના તથ્ય માર્ગથી તેમજ કયા કારણથી ગુરૂ માન્ય વગેરે તથ્ય ભેદથી વિમુખ બની રહી છે. આવા અર્થાનર્થના રોગને નિર્મૂળ કરવા માટે આ નાનકડા પરંતુ સુંદર ગ્રંથમાં તેઓ સદ્‌ગુરૂ કબીર સાહેબના વાસ્તવિક માર્ગોનુ વર્ણન કરવામાં આવ્યું છે. સાથે સાથે તેઓના ધાર્મિક ઉપદેશ વગેરે વિષયોનો સંગ્રહ કરી સામાન્ય જનતાને સદ્‌ગુરૂના પવિત્ર માર્ગનો પાઠ ભણાવવા અમને ખાસ ફરજ પડી છે. આમાં અમારૂં કંઇ નથી પરંતુ આ તો શાસ્ત્રોનો સાર છે.

શ્રી દેવીદાસજી કે. મહંત,
કબીરભવન : વિસનગર



॥ સત્યનામ ॥

પહેલી આવૃત્તિના

## :— બે બોલ —

આદિ સદ્દગુરૂ શ્રી ૧૧૦૮ પરમ પૂજ્ય સદ્દગુરૂ કબીર સાહેબથી કોણુ અજાણુ છે ! સમસ્ત ભારતવર્ષ જ શું ! પરંતુ અખિલ ભૂમંડળમાં એવી કોઇ વ્યક્તિ નહિ હોય કે જેણે આનંદકન્દ સત્ય કબીર ગુરૂનું પરમ પાવન નામ ન સાંભળ્યું હોય. સદ્દગુરૂ કબીર સાહેબની વાણી અખૂટ છે. અને જે સંત મહાત્મા પાસે પુરાણા ગ્રંથો છે તેઓ પ્રકાશમાં લાવતા નથી પરિણામ એ આવે છે કે સત્ય ધર્મનો પ્રચાર જોઇએ તેવો થતો નથી. પ્રિય બંધુઓ ! જરા આંખો ઉઘાડી જુઓ કે અન્ય ધર્મનો પ્રચાર કેટલા પ્રમાણમાં હાલ થઇ રહ્યો છે. આજુ બાજુ જુઓ, અને કાને સાંભળો, લોકો તમારા ધર્મ વિષે શું કહે છે? " કબીર જાતે જુલાહા અને રામાનંદનો શિષ્ય હતો રામની ભક્તિ કરતો હતો. માટે એક સાધુ થઇ ગયો છે. " સાંભળ્યું ? આ વાતોથી તમારો ધર્મ શું છે તેની સમજ તો કોઇ જાણતું નથી ત્યારે આ ઉત્તમ મોક્ષપંથ માટે લોકોના મનમાં ખોટો વિચાર બેસે, તેની નવાઇ શી ? માટે સંત મહંતો તેમજ મહાત્માઓને મારી નમ્ર વિનંતિ છે કે જેઓ પાસે સદ્દગુરૂ કબીર સાહેબની વાણીનો ભંડાર હોય તેઓએ વિના વિલંબે આળસ તજી ધર્મપ્રચાર કરવા ગ્રંથો બહાર પાડવા; કારણ કે આધુનિક યુગ પ્રચારનો છે.

હું જેટલા ધર્મપ્રેમીઓના સહવાસમાં આવ્યો છું તેઓના તરફથી મારા જાણવામાં આવ્યું કે એક ગુજરાતી

ભાષામાં છપાયેલ ગ્રંથની અનિવાર્ય જરૂર છે અને બનત
સુધી લગભગ બધાજ વિષયોનો સમાવેશ હોવો જોઈએ,
જેથી સાધારણ સ્થિતિના માણસો પણ ખરીદી શકે. અ
વિષયે મને ઘણોજ વિહ્‌વળ બનાવી મુકયો. હું પણ એ
વિચારમાં હતો કે એક ગ્રંથ ગુર્જર લીપીમાં કાઢવો. પ
સદ્‌ગુરૂની કૃપા વિના એ બનવું મુશ્કેલ હતું

દૈવયોગે વિસનગરના વર્તમાન સત્ય કબીર ધર્મના
ઉપદેશક શ્રીમાન ૧૦૮ મહંત શ્રી દેવીદાસજી સાહેબ વાંસ
વાડાના જંગલમય પ્રદેશમાંથી પોતાના શિષ્યોમ ધર્મ પ્રચ
કરતાં કરતાં અચાનક આ દાસને ત્યાં ઉતારો કર્યો. તેઓશ્રીના
સંસર્ગથી મારા જાણવામાં આવ્યું કે તેઓશ્રીની પણ તી
ઈચ્છા એક ગ્રંથ પ્રકાશનની હતી.

સદ્‌ગુરૂની અસીમ કૃપાથી આ ગ્રંથનું સંપાદન કરવામ
આવ્યું છે. આમાં લગભગ દરેકે દરેક વિષયો લઈ "સાગરને
ગાગરમાં" સમાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. જે ગ્રંથ
વાંચવાથી આપને જણાઈ આવશે.

અંતમાં સદ્‌ગુરૂ સાહેબ કબીર સર્વનું ભલું કરો એ
પ્રાર્થના સાથે નિવેદન પૂર્ણ કરૂં છું.

લી. આપનો નમ્ર સેવક

**ધનજીભાઈ જીણાભાઈ.**

॥ સત્યનામ ॥

# બીજા સંસ્કરણની પ્રસ્તાવના

## ( પ્રકાશકનું નિવેદન )

પરમ દયાલુ કરૂણાવરૂણાલય સદ્‌ગુરૂ કબીર સાહેબની અસીમ દયા અને પ્રેરણાથી 'કબીર જ્ઞાન ચન્દ્રિકા' ની બીજી આવૃત્તિ આપ સૌના શુભ કર કમળોમાં મુકતા મને અતિ આનંદનો અનુભવ થાય છે. પહેલા સંસ્કરણની પ્રસ્તાવના લાંબા ગાળે પણ મને આજે તે અતિ ઉપયોગી દેખાઈ તેથી બીજા સંસ્કરણમાં પણ યથાવત્ રાખી છે.

આ સદ્‌ગ્રન્થની પહેલી આવૃત્તિ પ્રકાશિત થયે લગભગ ૩૬ વર્ષ વહી ગયા છે વચમાં પણ ધર્મ જીજ્ઞાસુ હંસજનો આ સદ્‌ગ્રન્થની માંગણી કરતા હતા. પરંતુ સમય સંજોગોને લઇને આ સદ્‌ગ્રન્થનું પ્રકાશન શક્ય બન્યું ન હતું. પરંતુ ધર્મ પ્રાણ હંસોએ આર્થિક રીતે મદદ અને સહકાર આપતા મારે ન છુટકે આ સદ્‌ગ્રન્થનું પ્રકાશન આવી તીવ્ર મોંઘવારીમાં પણ કરવું પડયું છે. ધર્મ પ્રાણ હંસજનોનો ઉત્સાહ શ્રદ્ધાભકિત અને સદ્‌ગ્રન્થ 'કબીર જ્ઞાન ચન્દ્રિકા' પ્રત્યેનો આદરભાવ હોવાના કારણે આ વિકટ કાર્ય પાર પડયું છે.

જગતમાં મહાન પુરુષોના જીવન ચરિત્રોનો પ્ર
જેટલો થાય છે એટલો ઓછો છે. પ્રસ્તુત ગ્રન્
પહેલી આવૃત્તિ પરમપૂજ્ય સંતશ્રી ગુરુદેવ શ્રી
દેવી દાસજી સાહેબ તરફથી પ્રકાશિત કરવામાં આવે
છે પરમપૂજ્ય શ્રી દેવી દાસજી સાહેબ મારા સ
તેમના સુપુત્ર પૂજ્ય શ્રી ૧૦૮ મહંતશ્રી પાવનદાસ
સાહેબ તેઓશ્રી તા. ૭-૭-૬૦ ના રોજ ધર્મ પ્રા
હંસોને ધર્મોપદેશ આપવા માટે વિદેશ યાત્રાએ પધાર
આપશ્રીની ગેરહાજરીમાં વિસનગરમાં આવેલા શ્રીકબ
સાહેબના મંદિરનો ધર્મ સેવા ભાર એકાએક મારા ઉ
આવ્યો અને આ ધર્મસેવાનો ભાર મારું કર્તવ્ય
એમ સમજીને મેં ઉપાડી લીધું છે. અને આજે પ
આ શુભ પવિત્ર સેવાકાર્ય ચાલુ જ છે. આ ધર્મ પ્રા
મંદિરના કેટલાક સેવકો શિષ્યો રાજસ્થાનમાં આવેલ
બાંસવાડા, પંચમહાલ જીલ્લામાં આવેલા દાહોદ, રતલા
મુંબઈ તેમજ સાબરકાંઠા જીલ્લો તથા આજુબાજુ
પહાડી પ્રદેશોમાં આદિવાસી ધર્મપ્રેમી સેવકોને
હંમેશા જવા આવવાનું થાય છે. વારંવાર આ જીજ્ઞા
સેવકો શિષ્યો 'કબીર જ્ઞાન ચન્દ્રિકા' ની બીજી આવૃ
છપાવવા માટે મને પ્રાર્થના કરતા હતા. અને ખરેખ
આ સદ્ગ્રન્થની બહુ જ માંગ પણ હતી. તેથી કરી
ધર્મપ્રાણ સેવકોએ અને શિષ્યોએ મને આર્થિક મદ
કરતા આ પવિત્ર ફરજ બજાવી શકી છું.

આ સદ્ગ્રન્થ પ્રકાશન કરવામાં ઘણા ધર્મપ્રાણ હંસજનો એ આર્થિક મદદ કરી છે. અને ઘણા ધર્મ-પ્રાણ હંસોએ મને આ પુસ્તિકા છપાવવા માટેનો ઉત્સાહ તેમજ સહકાર આપ્યો છે તે બદલ સૌનો હું અંતઃકરણ પૂર્વક આભાર માનું છું અને હૃદયપૂર્વક સદ્ગુરૂ કબીર સાહેબને પ્રાર્થના કરૂં છું કે, આવા ઉત્સાહી ધર્મપ્રાણ હંસોને દીર્ઘાયુ સાથે અખૂટ શક્તિ અર્પે જેથી આવા ધર્મ કાર્યો કરતા રહે.

**સદ્ગુરૂ કબીર સાહેબે કહ્યું છે કે,**

'માનવ જન્મ અનૂપ હૈ, આવે ન દૂજી બાર;
પકકા ફલ જો ગિર પડા, બહુરિ ન લાગે ડાર.'

અનન્ત ભવસાગરમાં ભટકતા ભટકતા આ જીવનો જ્યારે મહાન પુણ્યોદય થાય છે ત્યારે તેને દેવ દુર્લભ માનવ શરીરની પ્રાપ્તિ થાય છે. માનવ શરીરને પ્રાપ્ત કરીને ધર્મ કાર્યો કરવા જોઇએ જેથી ચાલુ જીવન તો સુધરેજ છે. અને બાળકોમાં સુંદર સંસ્કારોનું સીંચન થાય છે. અને ભવસાગરમાંથી તરવાનો સહેલો ઉપાય મળી રહે છે. માનવ શરીરને પ્રાપ્ત કરીને જે માનવ તેની દિવ્યતાને અનુપમતાને વિરલતાને નથી ઓળખી શકતા તેઓ વ્યર્થ જ માનવ શરીરને વિષય ભોગોમાં ખોઇ નાખે છે. અને જ્યારે જાગૃતિ ચેતના આવે છે ત્યારે ઘણું મોડું થઇ ગયું હોય છે. માટે આવી અજ્ઞાનતા

આપણા જીવનમાં ન પ્રવેશે અને સદ્દગુરૂના ચરણ કમળોથી દુર ન થઇ જવાય તેની ખાસ કાળજી રાખવી જોઇએ નહિ તો-

માનુષ જન્મ નર પાઇકો, ચૂકે અબકી ઘાત;
જાય પડે ભવ ચક્રમેં, સહે ઘનેરી લાત.

આજનો આ માનવ પૈસા કમાવા પાછળ દોડધામ કર્યે જ જાય છે. પરંતુ મળે છે પ્રારબ્ધાનુસાર. છતાં આગળ પાછળનો વિચાર કર્યા વગર પૈસા મેળવવા માટે પાપ કર્યે જ જાય છે. પરંતુ આખરમાં આ પાપનું ફળ ભોગવવું જ પડે છે સદ્દગુરૂ કબીર સાહેબના શબ્દો લાલ બત્તીની ગરજ સારે છે. સાવધાન કરે છે, જાગ્રત કરે છે, ત્રિગુણ રૂપી માયા જાળમાં ન ફસાતા સદ્દગુરૂના શબ્દો તરફ લક્ષ્ય આપી જીવન મરણનો ફંદો કાપવાનો છે, તેથી મહાપુરૂષોએ પોતાના સ્વાનુભવની વાણીનો શબ્દોનો ઉપયોગ કર્યો છે. અને તે વાણીને તે શબ્દોને ગ્રન્થાકારમાં લઇ મનન અભ્યાસ કરવાની જરૂરત ઉભી થાય છે. સારા સારા સદ્દગ્રંથોનું વાંચન કરવુ કરાવવું: સંતો પાસે જઇ સત્સંગ કરવો કરાવવો. વગેરે ઉચ્ચ જીવનની આદર્શ પ્રણાલિકા છે. માટે આ સદ્દગ્રંથનો ઉપયોગ પણ વિવેક અને વિચારથી કરવાનો મારો આગ્રહ છે.કારણ કે આ સદ્દગ્રન્થમાં મહાપુરુષોની વાણી સમાયેલી છે. જે અતિસૂચક છે. અસ્તુ.



પ. પૂ. ૧૦૮ મહંતશ્રી દેવીલાલજી સાહેબ

આ સદ્‌ગ્રન્થ 'કબીર જ્ઞાનચન્દ્રિકા' નું પ્રુફ સંશોધન તથા ગ્રન્થને લગતી સલાહ વગેરે આપી મને યોગ્ય માર્ગદર્શન આપ્યું છે. તેઓ સાધુ શ્રી ચન્દ્રકાન્ત ભુખણદાસજી સાહેબનો હું જેટલો આભાર માનું તેટલો ઓછો છે આપ સૌ એમનાથી પરિચિત છોજ. તેઓ 'સ્વસંવેદ' ના સહતંત્રી છે. અને કબીર-ધર્મદાસ સાહેબના સાહિત્ય પ્રકાશનમાં સક્રિય રીતે સંકળાયેલા છે.

વધુમાં 'કબીર જ્ઞાનચન્દ્રિકા' ને સુંદર રીતે છાપી, તૈયાર કરી સમયસર મને કામ કરી આપ્યું છે એવા ડાયમંડ પ્રેસના માલિક શ્રી નટવરલાલ રણછોડલાલ પંડયાનો પણ હુ આભાર માનું છું. અને સાથે સાથે પ્રેસમાં કામ કરતા તમામ કર્મચારી ભાઈઓનો પણ આભાર માનું છું.

તેમ છતાં અજાણતા આ સદ્‌ગ્રન્થને મદદ કરનારને મારાથી ભૂલી જવાયું હોય તો તેઓ સર્વનો હું આભાર માનું છું. આ સદ્‌ગ્રન્થને સુંદર રીતે ભૂલ ન ન રહે એ રીતે તૈયાર કરવામાં પરિશ્રમ કર્યો છે. છતાં 'મનુષ્ય ભૂલને પાત્ર' એક કહેવત અનુસાર કદાચ કયાંય ભૂલ થઈ ગઈ હોય તો આપ સૌ ઉદાર હૃદયે ક્ષમા કરશો અને સુધારીને વાંચશો એજ અભ્યર્થના સાથે વિરમું છું.

બોલો સદ્‌ગુરૂ કબીર સાહેબની જય ! ! !

—પ્રકાશક

# વિષયાનુક્રમણિકા

૪ ચતુર્થ ખંડઃ—



## મંગલ શબ્દ. ૧૭૦–૧૭૭

# કબીર ધર્મના સામાન્ય નિયમો.

૧ અનાદિ, અનુપ, અજર, અમર, અભય, સચ્ચિદા-
નંદ સ્વરૂપ, નિર્મલ નિર્વિકાર, નિરાકાર, સર્વજ્ઞ
સર્વ શક્તિમાન, આદિબ્રહ્મ, સત્યપુરૂષ, પરમાત્માની
ભક્તિ કરવી. એ સિવાય અન્ય દેવ દેવી, દેવતાઓની
ઉપાસના કરવી નહિ.

૨ આચાર્ય, ગુરૂ અને મહાત્મા સંત, એ ત્રણ સાક્ષાત્
મૂર્તિ છે માટે તેમનો તન, મન, ધન દ્વારા
સેવા સત્કાર કરવો યોગ્ય છે. ગુરૂવચન અને
સ્વધર્મ ગ્રંથોમાં અટલ શ્રદ્ધા રાખી તેમની શિક્ષા
અનુસાર ચાલવું જોઇએ.

૩ સમગ્ર સંસારના પ્રાણીમાત્રને પોતાના આત્મા સમાન
જાણી દયાભાવથી હૃદયમાં સર્વના હિતનું ચિન્તન
કરવું જોઇએ.

૪ નિર્ભયતાપૂર્વક અંતઃકરણમાં સર્વદા શુભ સંકલ્પ
તથા સદાચારનું સેવન કરવું જોઇએ. જેનાથી
શરીર, મન અને આત્મા પવિત્ર બની મુક્તિ-
પથમાં બળવાન થાય.

૫ માંસ, મદિરા વ્યભિચાર, ચોરી, હિંસા, જુવા,
મિથ્યાભાષણ અને ચુગલી એ આઠ મહાદોષોને
સર્વથા ત્યાગવા જોઇએ.

૬ પરીક્ષાપૂર્વક સત્યને ધારણ કરી અસત્યનો પરિત્યાગ કરવામાં કદી વિલમ્બ કરવો નહિ.

વિનય ભાવથી અત્યંત પ્રેમપૂર્વક મનુષ્યમાત્ર સત્યમાર્ગમાં પ્રવૃત્ત બને એવો ઉપદેશ આપવો યોગ્ય છે. એનું પુણ્ય મહાન્ છે.

૭ તિલક, કંઠી સહિત પોતાનો વેષ પવિત્ર રાખવો. કપડાં સફેદ પહેરવાં. સ્વધર્મ વિદ્યાની સ્વાધ્યાય દ્વારા વૃદ્ધિ કરવી.

૮ સદ્‌ગુરૂ કબીર સાહેબની સ્વસંવેદ-આજ્ઞાનુસાર આચરણ કરવામાં તથા અન્યને કરાવવામાં તત્પર રહેવું.

૯ સત્યનામ, સત્યગુરૂ, અને સત્યપુરૂષ સત્ય કબીરમાં સહજ માત્ર પણ ભેદ ન સમજવો.

૧૦ સત્ય કબીર અને તેમના સાચા હંસો તથા કડિહારો (મહંતો) ના અતિરિક્ત બીજાઓને મુક્તિપંથના દર્શક સમજવા નહિ. સારશબ્દને છોડી બીજું મુક્તિનું બારૂં નથી.

૧૧ કબીર સાહેબ વિદેહ રૂપ છે. તેમના દેહની કલ્પના કરવી નહિ.

## સદ્‌ગુરૂ સુમરન (ધૂન).

બંદીછોડ કબીર ગુરૂવર ! પાહિ મામ;
દીનબંધુ કૃપાલ સદ્‌ગુરૂ ! પાહિ મામ. ૧

સત્યનામ સ્વરૂપ ગુરૂવર ! પાહિ મામ્ ;
દીનબંધુ કૃપાલુ સદ્‌ગુરૂ ! પાહિ મામ્ ;
સત સુકૃત આદિ ગુરૂવર ! પાહિ મામ્ ;
દીનબંધુ કૃપાલ સદ્‌ગુરૂ ! પાહિ મામ્. ૩
મુનીંદ્રનામ મુનીંદ્ર મુનિવર ! પાહિ મામ્ ;
દીનબંધુ કૃપાલ સદ્‌ગુરૂ ! પાહિ મામ્. ૪
કરૂણાકર કરૂણામય સદ્‌ગુરૂ ! પાહિ મામ્ ;
દીનબંધુ કૃપાલ સદ્‌ગુરૂ ! પાહિ મામ્. ૫
જ્ઞાનરૂપ નિરીહ ગુરૂવર ! પાહિ મામ્ ;
દીનબંધુ કૃપાલ સદ્‌ગુરૂ ! પાહિ મામ્. ૬
વલ્લભરૂપ કબીર ધર્મનિ ! પાહિ મામ ;
દીનબંધુ કૃપાલ સદ્‌ગુરૂ ! પાહિ મામ્. ૭

## મંત્રયોગ નામ ધૂન.

જય કરૂણામય જય કબીર, સત સુકૃત ગહિ લાગો તીર.
ભવસાગર હૈ ગહિર ગંભીર તાતે સુમિરો સત્ય કબીર.
જન્મ જન્મકે મેટે પીર, તાતે સુમિરો સત્ય કબીર.
ધર્મદાસ ગુરૂ સેવે કબીર, તાસે લાગે ભવસેં તીર.
જો જો આયે શરણ કબીર, સો સબ લાગે ભવસેં તીર.
આધિ વ્યાધિ ઉપાધિ શરીર, યે સબ નાશે જપત કબીર.
કામ ક્રોધ મદ લોભ હૈ વીર યે સબ હરતે સુનત કબીર.
સેવક સંતો સુમિરો કબીર, કર્મ ભર્મકી ટૂટે જંજીર.
જબ બોલો તબ બોલો કબીર, જાસે પાવો હંસ શરીર.

जज्ञप्य नाम खलु यस्य जनाः प्रयान्ति,
यास्यन्ति संययुरिति प्रथितं जगत्याम् ।
पारं हि संसृतिसुदुस्तरसागराच्च,
तं श्रीकबीर मनिशं भगवन्त मीडे ॥५॥

જેઓના નામનું વારંવાર સ્મરણ કરી આવાગવન રૂપી સુદુસ્તર-મહાવિકટ સમુદ્રથી પ્રાણીવર્ગ પાર ઉતરી ગયો, પાર ઊતરી જાય છે અને પાર ઉતરી જશે એવા ભગવાન શ્રી સદ્‌ગુરૂ કબીર સાહેબની હું નિરંતર સ્તુતિ કરૂં છું.

वेदादिशास्त्र मतिदुःखविबोध्य मस्ति,
लोकैः समैरिति विचार्य्यं खलु स्वचित्ते ।
येनोदितः श्रुतिनिभः किल बीजकश्च,
तं श्रीकबीर मनिशं भगवन्त मीडे ॥६॥

સર્વે મનુષ્યોથી વેદાદિ શાસ્ત્ર દુર્જ્ઞેય છે એવો સ્વયં ચિત્તમાં વિચાર કરી વેદાદિ શાસ્ત્રોના સારભૂત બીજક નામનો ગ્રંથ જેમણે બનાવ્યો છે તેજ ભગવાન શ્રી સદ્‌ગુરૂ કબીર સાહેબની હું સતત સ્તુતિ કરૂં છું.

दूरं विधाय जलधिं परमं सुधीरं,
शस्यप्रभावजनभद्रकरेण येन ।
संस्थापितं हि भवनं किल वैष्णवस्य,
तं श्रीकबीर मनिशं भगवन्त मीडे ॥७॥

અને પ્રશંસનીય પ્રભાવયુક્ત તથા જીવોનું કલ્યાણ કરવામાં તત્પર જેમણે અત્યંત ગંભીર સમુદ્રને દૂર હટાવી

જગન્નાથજીનું મંદિર સ્થાપિત કર્યું. તેજ ભગવાન શ્રી સદ્‌ગુરૂ કબીર સાહેબની હું સદા સ્તુતિ કરૂં છું.

वायुः प्रवाति ननु शक्तिमवाप्य यस्य,
यत्सत्तया शशधरश्च रवि र्विभाति ।
वाचः स्फुरन्त्यसुभृतामधिगम्य शक्ति,
तं श्रीकबीर मनिशं भगवन्त मीडे ॥८॥

જેઓની શક્તિના પ્રતાપે વાયુ સદા વાય છે તથા જેમની સત્તાથી આકાશમાં સૂર્ય અને ચંદ્ર ચમકી રહ્યા છે તથા જેમની શક્તિને પ્રાપ્ત કરી પ્રાણીમાત્રની વાણી સ્ફુરિત થાય છે તેજ ભગવાન્ શ્રી સદ્‌ગુરૂ કબીર સાહેબની હું નિરંતર સ્તુતિ કરૂં છું.

कीर्ति र्निशम्यत इयं खलु दिक्षु यस्य,
लोदोसिकन्दरमहीप मसाधुवृत्तिम् ।
प्राबोधयत्किल तमेकगुरुं कबीरं,
स्वात्मौजसा हि सततं भगवन्त मीडे ॥९॥

અને દુષ્ટ વૃત્તિવાળા બાદશાહ સિકંદર લોદીને જેમણે પોતાના આત્મબળથી ચેતાવ્યો હતો. એવી જેમની કીર્તિ અદ્યાપિ પર્યંત દશે દિશાઓમાં ગુંજારવ થઈ રહી છે. તેજ ભગવાન્ શ્રી સદ્‌ગુરૂ કબીર સાહેબની હું સદા સર્વદા સ્તુતિ કરૂં છું.

---

॥ सत्यनाम ॥

सद्गुरुसत्कबीराय नमोनमः ।

# બંદીછોડ સદ્ગુરૂ કબીર સાહેબની દયા

સત્સુકૃત, આદિ અદલી, અજર, અચિન્ત્ય, પુરૂષ મુ[illegible]
કરૂણામય કબીર, સુરતિયોગ સંતાયન, ધની ધર્મ[illegible]
ચુરામણિનામ, સુદર્શનનામ, કુલપતિનામ, પ્રબો[illegible]
ગુરૂ બાલાપીર, કેવલનામ, અમોલનામ,
સુરતિ સ્નેહીનામ, હક્કનામ, પાકનામ,
પ્રગટનામ, ધીરજનામ, ઉગ્રનામ
દયાનામ કબીરધર્મનગર દામાખેડા
પં. શ્રી ગ્રંધમણિનામ સાહેબ
ચાર ગુરૂ બંશ બ્યાલીસ
સર્વ સંત મહંતકી દયા.

॥ સત્યનામ ॥



પૂજ્ય ૧૦૮ મહંતશ્રી
પાવનદાસજી સાહેબ

**સત્યનામ ।**

# कबीर ज्ञानचंद्रिका



## મંગલાચરણ–પ્રાર્થના.

सत्यं ज्ञानस्वरूपं विमलमधिगतं ब्रह्म साक्षान्नृरूपम् ।
शीर्षन्यस्ताच्छरत्नद्युतिसितमुकुटं श्वेतवासोऽभिरामम् ॥
भास्वन्मुक्तावलीभिः कृतरुचिहृदयं दिव्यसिंहासनस्थम् ।
भक्तानां पारिजातं विकसतिवदनं सद्गुरुं नौम्यहं तम् ॥१॥

સત્ય અને જ્ઞાનસ્વરૂપ, વિમલ સાક્ષાત્ બ્રહ્મનું પ્રાપ્ત માનવ સ્વરૂપ, મસ્તક સ્વચ્છ રત્નોથી પ્રકાશિત, શ્વેત મુકુટથી યુક્ત, શ્વેત વસ્ત્રોથી અલંકૃત, દેદીપ્યમાન મોતી-ઓની માલાઓથી સુશોભિત હૃદય, દિવ્ય સિંહાસનપર વિરાજમાન્, ભક્ત લોકોના માટે કલ્પવૃક્ષ તથા જેઓનું પ્રફુલ્લ મુખારવિંદ છે તેવા મહાન્ શોભાઓથી સંપન્ન થયેલા "બંદીછોડ સદ્ગુરૂ"–કબીર સાહેબને હું વંદન કરૂં છું.

प्रादुर्बभूव ननु लोकपवित्रतायै,
ज्ञानापगा किल यतो महनीयमूर्त्तेः ।

नाद्यापि सा किमु जनावलिमापुनाति,
तं श्रीकबीर मनिशं भगवन्त मीडे ॥२॥

આ સંસારમાં પ્રાણીમાત્રને પવિત્ર કરવાને માટે જ્ઞાનરૂપી ગંગા જે મહાન્ પુરૂષથી આવિર્ભૂત થઈ શું આજ સુદ્ધાં પણ જન સમૂહોને શુદ્ધ નથી બનાવી રહી ? અર્થાત્ અવશ્ય બનાવી રહી છે. તેજ ભગવાન શ્રી સદ્‌ગુરૂ કબીર સાહેબની હું સદા સ્તુતિ કરૂં છું.

यत्पाद–पङ्कज–सुरेणु–महौषधञ्च,
संसेव्यमानमपहन्ति समूलमेव ।
संसाररोग मखिलं तरसा महान्तं,
तं श्रीकबीर मनिशं भगवन्त मीडे ॥३॥

જેઓના પાદારવિન્દની રજરૂપ મહૌષધ સેવન કરવાથી સમ્પૂર્ણ સંસાર રૂપી રોગને જલ્દી મૂલ સહિત નાશ કરે છે તેજ મહાન્ ભગવાન શ્રી સદ્‌ગુરૂ કબીર સાહેબની હું હંમેશાં સ્તુતિ કરૂં છું.

अज्ञानगाढतमसा परिपीड्यमानान्,
जीवानवेक्ष्य कृपया ह्यवतीर्य लोके ।
ज्ञानप्रदीप मुपसंज्वलयाञ्चकार,
तं श्रीकबीर मनिशं भगवन्त मीडे ॥४॥

અજ્ઞાનરૂપી અત્યંત અંધકારથી પીડિત જીવોને જોઈ કૃપા કરી જેઓ આ મૃત્યુ લોકમાં પ્રગટ થયા અને જ્ઞાનરૂપી દીપક પ્રગટાવ્યો એવા મહાન્ ભગવાન શ્રી સદ્‌ગુરૂ કબીર સાહેબની હું પ્રતિદિન સ્તુતિ કરૂં છું.

સત્ય કબીરાય નમો નમઃ

# પ્રથમ ખંડ

---

## કરૂણામય સદ્દગુરૂ કબીર સાહેબનું જીવન ચરિત્ર.

પ્રગટ હંસ ઉબારને, મનમેં કિયો વિચાર;
જ્યેષ્ઠ માસ બરસાઇત મેં, પગ ધાર્યો ચંદવાર. ૧
ચહું દિશિ દમકે દામિની, શ્વેત ભઁવર ગુંજાર;
તહવાં આપ બિરાજિયા, જલપર સેજ સંવાર. ૨
બાલક કોટિન ઠાટ કે, નિકટ સરોવર તીર;
સુરનર મુનિજન હર્ષિયા, સાહબ ધર્યો શરીર. ૩
ચૌદહ સૌ પચપન સાલગિરા,
ચંદવાર યહ ઠાઠ ઠર્યો;
જેઠ સુદી બરસાઇત કો,
પૂરન માસી તિથિ પ્રગટ ભયો. ૪
સત્તકબીર સત્તલોક સેં આયે,
નહિ બાપ નહિ માતા જાયે.
હેતે વિદેહ દેહ ધરી આયે,
દેહી કા નામ કબીર ધરાયે. ૫

આ પુણ્યવતી ભારત ભૂમિ ઉપર સત્યના પ્રખર નેતા બંદીછોડ સત્યપુરૂષ સદ્દગુરૂ કબીર સાહેબને હંસોના ઉદ્ધારાર્થે જ્યારે સંસારમાં પ્રગટ થવાનો સમય હતો તે વખતે હિન્દુ મુસલિમ બન્ને પ્રજાનાં ભયંકર યુદ્ધનાં રણશીંગાં ફુંકાઇ રહ્યાં હતાં. આ સમયમાં લોદી વંશનો સમ્રાટ્ બાદશાહ સિકંદર લોદી તખ્તનશીન હતો. પોતાની ધર્માન્ધતા, ક્રૂરતા અને ઝનુન ભરેલી સ્વધર્મોન્નિતિની તાંડવ નૃત્યતાથી હિન્દુ પ્રજાને થરથર કંપાવી રહ્યો હતો. ધર્મ ઝનુની આ અત્યાચારોથી તે વખતે ભારત ભૂમિ ધ્રુજી રહી હતી. હિન્દુઓ ત્રાહિ ત્રાહિ પોકારી રહ્યા હતા અને પ્રાર્થના કરી રહ્યા હતા કે " હે ઇશ્વર ! અત્યાચારી યવનોના વિકરાળ જુલ્મોથી બચાવો ! બચાવો ! ! બચાવો ! ! !

આમ જનતાની આવી આર્ત પુકારણા દશે દિશાઓને ગુંજારવ કરી રહી હતી. ખેદ થાય છે કે જે જનતા પોતાના ભગવાન ઉપર અભિમાન કરી, આજે મહાન્ બંદીછોડ સદ્દગુરૂ કબીર સાહેબને ' એક ભક્ત અને મુસલમાન હતો ' એમ કહી નિંદા કરે છે તે જનતાના ભગવાન વિષ્ણુ તે વખતે ક્ષીરસાગરમાં ગાઢ નિદ્રામાં પડયા હતા. ભગવાન શંકરે જાણે કૈલાસમાં સમાધિ ચઢાવી હતી અને ઇંદ્રાદિ દેવતાઓ વિમાનમાં બેસી સાતમા આસમાન ઉપર વૈકુંઠની સૈર કરવા ગયા હતા. એટલે આમ જનતાનો આર્ત નાદ સાંભળી કોણ બચાવે.

આ સમયે પ્રાણીવર્ગ ઉપર પરમ કૃપા કરી સ્વયં દયાળુએ પુકારણા સાંભળી પોતાના પવિત્ર શબ્દ સ્વરૂપ માનવ દેહને ધારણ કર્યો.

ગગન મંડલ સેં ઉતરે, સદ્ગુરૂ પુરૂષ કબીર;
જલજ માંહી પૌઢન કિયે, સબ પીરન કે પીર. ૧

( ગ્રંથ સાહેબ. )

અમર લોક સેં હમ ચલી આયે,
આયે જગત મંઝારા હો;
જીવ દુઃખિત દેખા સંસારા,
તા કારણ પગુ ધારા હો...

( આદિબાની )

કરૂણાસિંધુ, સ્વયંસિદ્ધ ગુરૂવર, સ્વયંભૂ પ્રવર ચૂડામણિ, વિશ્વવ્યાપક સનાતન માનવ ધર્મના મહાન્ પ્રચારક, અજરામર નિર્વિકાર બંદીછોડ સદ્ગુરૂ કબીર સાહેબ વિ. સમ્વત્ ૧૪૫૫ જેઠ સુદ ૧૫ સોમવારના દિનમણિ દિવસે ઉષ:કાળના શાન્ત, આનંદ વિભોર રમ્ય સમયમાં પતિત પાવની, પવિત્ર સલિલા ભગવતી ગંગાજીના તીરે આવેલી પ્રખ્યાત મોક્ષદા કાશીપુરીની પાસે આવેલા નાના ચિત્રવિચિત્ર અનેક વિધ રંગોપરંગ રંજિત કમલોથી સુશોભિત ‘ લહરતારા ’ નામના સરોવરમાં સુન્દર કમલદલ ઉપર કોમલ બાલ સૂર્ય શિરોમણિ સમ ત્રિભુવન સુંદર બાળક સ્વરૂપમાં પ્રગટ થયા.

જે વખતે એમનું તેજોમય શબ્દસ્વરૂપ આકાશમાંથી ઉતરી કમળપુષ્પ ઉપર બાળ સ્વરૂપે વિરાજમાન થયું તે સમયે આકાશ ઘનઘોર ઘનશ્યામ મેઘાડમ્બરથી આચ્છાદિત થઇ ઝરમર ઝરમર વૃષ્ટિ કરતું હતું. ચંચલ ચપલા દામિની દમક દમક દમકારા કરતી હતી. મંદ, સુગન્ધ, શીતલ મલય સમીરના મનોમુગ્ધ વાયરા વાતા હતા. ચંપક, કદમ્બ, બકુલ, આમ્ર, અશોકાદિ વૃક્ષો શાખોપશાખાઓથી સ્વાગત સત્કાર કરતાં હતાં. મલ્લિકા વિગેરે પુષ્પલતાઓ પુષ્પવૃષ્ટિથી સ્વાગત કરતી હતી. મોર, ચકોર, ચાતક, ચકવા, સારસ, નિલકંઠ કોકીલાદિ, નાનાવિધ પક્ષીઓ કર્ણપ્રિય સમધુર સ્વરમાં સ્વાગત ગાન ગાતાં હતાં, અને સુર-સિદ્ધ, ઋષિ-મહર્ષિ તથા દેવગણ મંગલ-સ્તુતિ પૂર્વક આકાશમાંથી સુમન વર્ષા કરતા હતા. આ પ્રમાણે જડ ચેતન સમસ્ત પ્રાણીઓ પોતપોતાની રીતીએ દીનદયાળુ કરૂણાસિંધુ ગુરૂવર પ્રવરનો હૃદયોલ્લાસ પૂર્વક આગમન મહોત્સવ ઉજવતાં આનંદ નિમગ્ન થયાં હતાં.

જ્યારે બંદીછોડ સદ્‌ગુરૂનું આવી રીતે આકાશમાંથી તેજોમય રૂપમાં પ્રગટ થવું થયું તે વખતે ત્રણ ભુવન, એકવીસ બ્રહ્માંડ અને દશો દિશાઓ અલૌકિક તેજથી ઝળહળી ઉઠી. ત્રયદેવો દેવતાઓ, ઋષિઓ, મુનિઓ, ગંધર્વ-કિન્નરો, અસુર-દાનવો, મનુષ્યો અને પ્રાણીવર્ગ માત્ર અશ્ચર્ય ચકિત અને આનંદવિભોર થઇ પોતાને કૃત્યકૃત્ય માનવા લાગ્યો.

"સદ્ગુરૂના તેજ આગળ કોટિ કોટિ સૂર્યો કોટિ કોટિ ચંદ્રોને તો પોતાના ભાનની શુદ્ધિ પણ રહેતી નથી. વિમાનની જેમ સદ્ગુરૂનું આસન અદ્ધર અધાર છે. એવા બંદીછોડ પૂર્ણ સત્પુરૂષ સદ્ગુરૂ કબીર સાહેબનો દરશ પરસ થતાં પિંડ-પ્રાણ શાંત બને છે."

"સદ્ગુરૂના બાલસ્વરૂપની કાંતિ સુવર્ણ જેમ ઝળહળી રહી હતી. આકાશમાં જેમ સૂર્ય ચળકાટ માર્યા કરે છે તેમ સદ્ગુરૂની શબ્દ સ્વરૂપી કાયા જગર મગર થઇ રહી હતી. જાણે અનંત તેજસ્વી પદ્મો ઝલકી રહ્યાં હોય ! કાશી નગરી ઉમટી પડી અને સર્વ કોઈ પોતપોતાની ભાવના પ્રમાણે કોઈ બ્રહ્મા-વિષ્ણુ તો કોઈ ઈન્દ્ર-કુબેર, કોઈ વરૂણ-ધર્મરાય અને કોઇ ઈશ છે એમ કહેવા લાગ્યા. કોઈ કોઈ તો કહેવા લાગ્યા કે આ તો સોળ કળા સમ્પૂર્ણ જગદીશ્વર છે."

"સંસારમાં ભકિત અને મુકિત લઈ ત્રયતાપોને મટાડવા સદ્ગુરૂ ઉતર્યા અને જુલાહા મુસલમાનને ત્યાં વાસો કર્યો"

બાળ સ્વરૂપ સાહેબ કબીરે હિન્દુ સમાજમાં શુદ્ધ જાતિમાં કોઈને ત્યાં વાસ ન કર્યો અને એક જુલાહા ને ત્યાં કેમ ?

## પૂર્વ કથા

બંદીછોડ સદ્ગુરૂ કબીર સાહેબ યુગે યુગે હંસોના ઉદ્ધારાર્થે શબ્દ સ્વરૂપે પ્રગટ થાય છે. જુઓ સદ્ગુરૂ વચન:-"યુગન યુગન મેં આન ચેતાવું' વગેરે

હવે જ્યારે પૂર્વે ચંદવારા નામના નગરમાં બ્રાહ્મ
બ્રાહ્મણી નરહર-લક્ષ્મીણા નામે સદ્દગુરૂનાં પૂર્વનાં હંસ
તેમને પુત્રફળ ન હોવાથી કલીયુગમાં તેમને ત્યાં વાસો
તેમના નામને જગવિખ્યાત કરી તેમનું તારણ કરવા સા
કબીરનું કરૂણામય રૂપનું વચન હતું. જેઓ બ્રાહ્મણ-બ્રાહ્મ
ણીનું નરતન છોડી આ વખતે કાશી નગરમાં જુલાહા
જુલાહી નીરૂ-નિમા નામે મુસલમાન જાતિમાં હતાં.

તે નીરૂ નીમા નામે જુલ્હા જુલ્હી કાશી નગરમાં રહેતા
દૈવયોગથી તે બેઉ બહાર ગામથી આવી રહ્યાં છે. લહેર
તારા સરોવરમાં આવી રીતનું સદ્દગુરૂનું પ્રાગટ્ય જોઇ તે
દિઙ્મૂઢ બની ગયાં પૂર્વ પુણ્યના પ્રબળ યોગે નિમાને
તૃષા લાગવાથી લહેર સરોવર કિનારે પ્રયાણ કર્યું. અનંત
કળાથી પોઢાયેલા કમનીય કમળ ફુલોમાં સાહેબ કબી
નિજમુખે વાણીનો ઉચ્ચાર કર્યો સદ્દગુરૂ વચનઃ—

અબ હમ અવગતિસેં ચલી આયે,
કાહુ ભેદ ભરમ નહિ પાયે. ટેક
નહિ હમ જન્મે ગર્ભ બસેરા,
બાલક વ્હે દિખલાયે,
કાશી શહર જંગલ બીચ ડેરા.
તહાં જુલાહા પાયે. ૧
હતે વિદેહ દેહ ધરી આયે,
કાયા કબીર કહાયે;

અગલે જનમ હમ કૌલ કિયા થા,
તબ તેરે ગૃહ આયે. ૨
નહિ મેરે ગગન ધરન સુન નાંહિ.
દિસત અગમ અપારા;
શબ્દ સ્વરૂપી નામ સાહબકા
સો નિજનામ હમારા. ૩
નહિ મેરે હાડ ચામ નહિ લોહુ
હમ સત્ત–નામ ઉપાસી;
તારન તરન અભય પદ દાતા,
અહો કબીર અવિનાશી. ૪

વિશ્વના તારણહાર બંદીછોડ પ્રભુની બાળ સ્વરૂપમાં વાણી સાંભળી જુલાહા દંપતી આશ્ચર્ય ચકિત બની સદ્દગુરૂને પોતાના સ્થાનમાં લઇ જવા હર્ષઘેલાં બની ગયાં. કાશી-નગરી તો આશ્ચર્યમાં પડી ગઇ. સદ્દગુરૂ પોતે ન દુધ પીતા કે ન અન્ન ખાતા અને ન પારણામાં પોઢતા. કોઈ કહેતું કે આ તો ઇશ્વરનું કપટ તો નથી? ત્યારે કોઈ કહેતું કે કોઈ કિન્નર તો નથી? આ પ્રમાણે આખા જગતની ઉંઘ ઉડી ગઈ! જાણે કોઈ અલૌકિક કન્યાને પરણવા અલૌકિક વરરાજા ન ઉતર્યા હોય! દુનિયા તે દેશ જોવા ગયો. રાજા અને પ્રજા પણ જોવા ગઇ. કેમકે જંબુદ્વીપમાં શબ્દાતીત સદ્દગુરૂ ઉતર્યા હતા.

દુનિયા કહેતી કે, આ તો કોઈ દેવ છે, ત્યારે દેવો કહેતા કે આ તો ઇશ્વર છે અને સ્વયં ઇશ્વર કહેતા કે આ તો પરિપૂર્ણ પરિબ્રહ્મ પરમાત્મા સત્પુરૂપ છે.

આ પ્રમાણે દેદીપ્યમાન અલૌકિક રીતીથી સદ્ગુરૂ કબીર સાહેબે આવિર્ભૂત થઇ એક ગરીબ જુલાહા મુસલમાનને ત્યાં પોતાનો નિવાસ કર્યો અને કહ્યું કે, 'હે નિરૂ! મારા કોઈ માતાપિતા નથી તેમજ નથી હું જન્મતો કે મરતો. મારામાં માંસ, ચામડી, હાડકાં, રૂધિર વગેરે કંઇજ નથી. હું તો સાક્ષાત્ પરમેશ્વર છું.'

"હે જગતના માનવ પ્રાણીઓ! ત્રણ ભુવનના આ વિશ્વ મંડળમાં મહા ભયંકર કાળે ત્રણે લોકમાં પોતાની જાળ ફેલાવી માનવ જીવોને ભ્રમ બેડીમાં નાખી બેહાલ બનાવ્યા છે

શબ્દ

ભાઇરે દુઇ જગદીશ કહાંતે આયે,
કહો કવને ભરમાયા;
અલ્લહ રામ કરીમા કેશવ,
હરિ હજરત નામ ધરાયા....વગેરે.

"હે મનુષ્યો એક રામ અને રહીમ આ બે જગદીશ્વરો તમો હિન્દુ મુસલમાન ક્યાંથી લાવ્યા. ફકત એકજ વ્યકિતના બે નામ છે."

આ પ્રમાણે દીનબંધુ સાહેબ કબીરનો [illegible] સત્યોપદેશ સાંભળી સ્વાર્થ લોલુપ પંડિત પાદરીઓ અને સાધુ સંન્યાસી તેમજ કાજી મુલ્લાંઓએ કાશીનગરમાં હલ્લો મચાવ્યો કે આ વાત યોગ્ય નથી.

પરંતુ બંદીછોડ સદ્‌ગુરૂ પોતાનાસત્ય સનાતન મર્મ—આત્મધર્મનો દિવ્ય સંદેશ સ્વસંવેદ વાણીદ્વારા જનતાને સરળ અને સર્વમાન્ય શબ્દોમાં સંભળાવતા રહ્યા. જેમકે—

જા મુખ વેદ ગાયત્રી ઉચરૈ;
જાકે વચન સંસાર તરૈ;
જાકે પાંવ જગત ઉઠી લાગૈ,
સો બ્રાહ્મણ જીવ વધ કરૈ.

જે બ્રાહ્મણો પોતાના મુખથી વેદ–ગાયત્રીનો ઉચ્ચાર કરી જગતને બોધ કરે છે અને જે બ્રાહ્મણોના વચનથી સંસાર સાગર પાર ઉતરી જવાની આશા જનતા રાખે છે તેમજ જેમના પગોમાં સારી આલમ ઉઠીને નમસ્કાર કરે છે તેજ બ્રાહ્મણો, કાલીકાદિ માતાઓના મંદિરો આગળ જીવોનો વધ ગાયત્રી મંત્રો દ્વારા કરાવે છે.

" જો તોહરાકો બ્રાહ્મણ કહીયે,
તો કાકો કહીયે કસાઇ. "

" જો આવાં કર્મ કરનારાઓને બ્રાહ્મણ કહીશું તો પછી કસાઇ કોને કહીશું ?

દિનભર રોજા રહત હો,
રાત હનત હો ગાય;
યહૈ ખુન વહ બંદગી,
ક્યોં કર ખુશી ખુદાય.

હે કુરાનશરીફના ઉપાસક ભાઇઓ ! તમો કે
કબીર ર ઉદયથી અસ્ત સુધી ભુખ્યા રહો છો. પરંતુ રા
માનને તે ગાય અને બીજા પશુ–પક્ષીનો વધ કરી ઉદર ભ
મારા કે કહો તો ખરા એક બાજુ ખુદાની બંદગી માટે રોજ
મરતો. અને બીજી બાજુ ખુદાના પેદા કરેલ જીવોનો વ
નથી. તે કેમ બને ?

"હિન્દુ તુરૂક કિ એક રાહ હૈ,
સતગુરૂ ઇહૈ બતાઇ."

હે ભાઇ હિન્દુ મુસ્લીમો, તમારો બધાનો એકજ રસ્તે
છે પરંતુ નાહક ભૂલ્યા પડ્યા છો.

જ્યારે સદ્દગુરૂનો આવો સરલ સત્યનો ઉપદેશ કાશી
નગરના હિન્દુ મુસ્લિમ પંડિત–સાધુ અને કાજી મુલ્લાંઓ
એ સાંભળ્યો ત્યારે સદ્દગુરૂ ઉપર અનેક પ્રહારોના ઉપાય
યોજાયા. કારણ કે પ્રપંચ અને મિથ્યા આડંબર વાદીઓને
કટ્ટર શત્રુ એક માત્ર સત્ય છે.

## સ્વામી રામાનંદજીનું વૃત્તાંત.

શ્રી રામાનંદજી નામના બ્રાહ્મણ સંન્યાસી મહાત્મા
દ્રાવિડ દેશથી આવી કાશી નગરમાં પોતાનો મઠ સ્થાપ

પોતાના વૈષ્ણવ માર્ગનો પ્રચાર કરતા હતા તેઓ જગ પ્રસિદ્ધ મહાત્મા હતા. તેઓ નિત્યપ્રતિ પોતાના કાર્યક્રમ અનુસાર બ્રાહ્મ મુહૂર્તમાં ગંગાજીમાં સ્નાન કરવા જતા. તેમજ મૂર્તિ પૂજા વગેરે કરતા. જ્યારે બંદિછોડ સદ્‌ગુરૂએ એક પ્રસંગમાં રામાનંદજીને કહ્યું કે :-

## સત્યકબીર વચન.

"રામાનંદ ગુરૂ દિક્ષા દીજે.
ગુરૂ દક્ષિણા કુછ હમસે લીજે." અને

"હે સ્વામી રામાનંદજી ! આપની વૈષ્ણવ માર્ગને ગુરૂજ્ઞાન દિક્ષા-ઉપદેશ મને આપો અને મારા તરફથી પણ ગુરૂદક્ષિણામાં કંઇ લો."

## રામાનંદ વચન.

શુદ્ર કે કાન ન લાગોં ભાઇ,
તીન લોક મેં મોર બડાઇ.

"સ્વામી રામાનંદજીએ કહ્યું કે હું નીચ જાતિ જુલાહાને ત્યાં રહેતા શૂદ્રને મારી દિક્ષા નહિં આપું." જ્યારે આવી રીતે રામાનંદજીના એકાંગી સંકુચિત વિચારો સદ્‌ગુરૂની જાણમાં આવી ગયા ત્યારે રામાનંદજી નિત્ય નિયમાનુસાર ગંગામાં સ્નાન કરવા જતા ત્યાં પોતાના શબ્દસ્વરૂપી દેહને બાળસ્વરૂપ બનાવી ગંગાકિનારે પોઢ્યા રાત્રિ અંધકારમય હોવાથી રામાનંદજીનો પગ બાળક પર

પડ્યો. બાળસ્વરૂપે પોતાની ભાષામાં રડવા લાગ્યા. રામા-
નંદજી ઉભા રહી 'હે બાળક રડીશે નહિં,' રામ રામ
કહે! બાળકે રામ રામ કહેવા માંડ્યું. જ્યારે આ વાતને
બે દિવસ વિત્યા ત્યારે બાળસ્વરૂપ કબીર સાહેબે કાશી
...રમાં વાત ફેલાવી કે રામાનંદજી મારા ગુરૂ છે. આ
કબીર રામાનંદજીને મળતાં કબીર સાહેબને પોતાના મઠમાં
માનને...વ્યા. રામાનંદજી પોતાની ગુફાનાં પડદામાં રહી બોલ્યા
મારા કે કબીર! મ્હેં તને કયારે ચેલો બનાવ્યો ? ત્યારે
મરતો. ...સાહેબે કહ્યું 'સ્વામીજી! આપ ગંગામાં સ્નાન
નથી. ...ા પધારેલા ત્યારે કિનારે હું સુતો હતો અને આપના
...ગની ખડાઉ મને લાગી. આપે મને 'રામરામ' કહે
બચ્ચા! એમ કહ્યું. ત્યારથી હું 'રામરામ' કહું છું અને
તે બાળક હું હતો. શું રામનામથી અધિક બીજો મંત્ર છે
વારૂં.' રામાનંદજીએ આ વાતનો સ્વીકાર કર્યો. પછી કબીર
સાહેબે કહ્યું 'હે સ્વામી સાંભળો.

'જે મીલાસો ગુરૂ મિલા, શિષ્ય મિલા ન કોય."

દુનિયામાં જેટલા મળ્યા તે બધાજ ગુરૂ થઇ જ્ઞાન બતાવશે પણ શિષ્ય થઇ જ્ઞાન બતાવનાર કોઇ વીરલા બ્રહ્મનિષ્ઠ ગુરૂ છે.

હે ગુરૂ રામાનંદા સમજ પકડો મોરી બાંહી.
જો બાલક ઘુનઘુનવા ખેલે, સો બાલક હમ નાહિં
હમ તો લેવે સતકા સૌદા, પત્થરા પુજત નાહિં

હે ગુરૂ રામાનંદજી ! સમજ વિચાર કરી માની બાંહ પકડો કે જેથી કાળ નિરંજનના માર્ગથી બચી સતલોકના પથિક બનો. જે બાળકો સાંસારીક મનુષ્યોના ત્યાં પેદા થએલા પોતાની ચેષ્ટામાં આમતેમ ફરે છે તેવો બાળક હું નથી. હું તો સત્યનો સોદો કરનાર સત્ કબીર છું. પત્થરાની મૂર્તિઓનો ઉપાસક નથી. આવી રીતે કબીર સાહેબે રામાનંદજીને ગુરૂ માની પોતાનો સત્યબોધ આપ્યો ગુરૂ કહી જ્ઞાન આપનારજ ગુરૂ છે.

આ પ્રમાણે બંદીછોડ સદ્‌ગુરૂ કબીર સાહેબ અને શ્રી રામાનંદજી વચ્ચે વાર્તાલાપ, જ્ઞાનગોષ્ઠી થઈ. જેમને વધુ જાણવાની ઇચ્છા હોય તેમણે રામાનંદ ગોષ્ઠીનું પુસ્તક વાંચવું.

કબીર સાહેબની આવી અનંત લીલાઓ જેમકે;– સિકંદર લોદીને સમજાવવો તથા તેનો જલનનો રોગ મટાડવો, સિદ્ધોની સાથે શાસ્ત્રાર્થ કરવો, બાદશાહના શેખતકી પીરને પોતાનો ચમત્કાર બતાવવો. સૂક્ષ્મવેદની આજ્ઞાઓ પ્રગટ કરવી, ગોરખને પરાસ્ત કરવો, કાશીના રાજા વિરસિંહદેવ વાઘેલાને શિષ્ય કરવો, બાદશાહ બિજલીખાન પઠાણને બોધ કરવો, જગન્નાથના મંદિરની સ્થાપના કરવી. બાંધુગઢના પરમ ભક્તિવાન શ્રી ધર્મદાસજી સાહેબને મથુરામાં દર્શન દઇ પોતાના પટ્ટશિષ્ય બનાવી બ્યાલીસવંશની ગુરૂઆઇ આપી કલિયુગના મનુષ્યોને મુક્તિમાર્ગનો ભેદ

બતાવવો વગેરે વગેરે સેંકડો લીલાઓ વિસ્તારથી લખવામાં આવે તો એક સ્વતંત્ર ગ્રંથ બની જાય માટે પાઠકો એ ગ્રંથોમાં અન્ય જગાએ ઉપરોક્ત કથાઓ તપાસવી. હવે કબીર સાહેબના પરમ ધામમાં પધારવાની હકીકત વાંચકો સમક્ષ રજુ કરવામાં આવે છે.

## કબીર સાહેબનું અન્તર્ધાન થવાનું વૃત્તાન્ત.

જ્યારે કાશીના મનુષ્યોએ કબીર સાહેબની અનેક લીલાઓ જોઇ લીધી અને જાણી લીધું કે, આ તો સ્વયં પરમાત્મા છે. ન કોઇના મારવાથી મરે છે, ન કાપવાથી કપાય છે ન ડુબાડવાથી ડુબે છે અને ન કોઇ હથીઆર આપના ઉપર સફળ થાય છે તેમજ ન કોઈ માણસ, પશુ કે દેવતા પણ આપના ઉપર કોઇપણ પ્રકારની ક્ષતિ પહોંચાડી શકે છે. ત્યારે એ લોકો આપને પૂછવા લાગ્યા કે 'આપનું મૃત્યુ કેવી રીતે થશે?' તે વખતે આપે કહ્યું હતું કે, 'હું મગહ દેશમાં જઈ ગુપ્ત થઇ જઇશ.'

પોતાના કથનાનુસાર જ્યારે કબીર સાહેબ એકસો વીસ વર્ષ કાશીમાં રહી ચુકયા અને આપના પધારવામાં બે દિવસ બાકી રહ્યા ત્યારે આપે. લોકોને કહ્યું કે, 'હવે હું અહિંથી પ્રસ્થાન કરીશ અને મગહ દેશમાં જઈશ. આ વાત સાંભળી કાશીના લોકોને અત્યંત દુઃખ થયું અને દુઃખનાં વાદળાં કાશીનગર ઉપર છવાઈ ગયાં. લોકો

અત્યંત દુઃખી થઇ કહેવા લાગ્યા કે 'આજે કાશી સુની તથા ઉજડી માલમ પડે છે. આજે કાશીનો સૂર્ય છુપાઇ રહ્યો છે અને આંખોની આગળ અંધકાર થવા લાગ્યું છે. વળી બધા લોકો પોતાને કહેવા લાગ્યા કે 'હાય ! અમે ઘણા અભાગી છીએ કે અમે આવા મહાન સત્યવાદી મહાપુરૂષની આજ્ઞાને અંગીકાર કરી નહિ.' આખા નગરમાં એ વાતની ધુમ મચી ગઇ કે 'હવે સદ્‌ગુરૂ કબીર સાહેબ કાશીથી ચાલ્યા જશે. આખું નગર દુઃખ તથા કષ્ટથી વ્યાકુલ બની ગયું. કાશીના મહારાજા વીરસિંહદેવ વાઘેલાએ જ્યારે સાંભળ્યું કે સદ્‌ગુરૂ મગહ દેશમાં જશે અને ત્યાં જઇ અન્તર્ધાન થઈ જશે. હવે જવાના કેવલ બે દિવસ બાકી છે ત્યારે રાજા પોતાના દલબલ સાથે પહેલેથીજ ત્યાં જઈ પહોંચ્યો અને ત્યાં કબીર સાહેબની પ્રતિક્ષા કરવા લાગ્યો. આ બાજુ કાશીવાસીઓ કબીર સાહેબને ઘેરી રહ્યા હતા. એ વખતે આપની પાસે દશ હજાર શિષ્યો હાજર હતા. તે બધામાં શોર થઈ રહ્યો હતો અને બધા વિલાપ કરી રહ્યા હતા.

મગહ દેશનો અધિપતિ નવાબ બિજલીખાન પઠાણ પણ કબીર સાહેબનો શિષ્ય હતો. જ્યારે તેણે સાંભળ્યું કે 'કબીર સાહેબ પોતાનો અંતિમ દિવસ અહિં કરશે ત્યારે તે ઘણો ખુશી થયો ને કહેવા લાગ્યો કે ઘણી સારી વાત થઇ કે 'સદ્‌ગુરૂ પોતાનો અંતિમ દિવસ અહિં કરશે.' તે પણ આપની પ્રતીક્ષા કરવા લાગ્યો.

કબીર સાહેબ કાશી નગરથી ચાલી મગહ દેશમાં પહોંચ્યા અને આમી નદીના કિનારે એક કુટિરમાં બિરાજ્યા. એ વખતે રાજા વીરસિંહ, બિજલીખાન પઠ અને અનેક સેવક હાજર હતા. જે નદીના કિનારે કબ સાહેબ આવીને બેઠા હતા તે નદી ઘણા દિવસોથી સુકી હતી. પછી કબીર સાહેબે ગુપ્ત રીતે કમળપુષ્પ તથા ચાદરો મંગાવી અને આપ સુઇ ગયા અને લોકોને કહ્યું ' કુટિરને તાળું લગાવી દો ' તે વખતે રાજા વીરસિંહે કહ્યું. ' હે સદ્‌ગુરૂ ! હું આપના શબને લઇ હિન્દુ ધર્મા નુસાર ક્રિયા-કર્મ વગેરે કરીશ. ' ત્યારે બિજલીખા પઠાણ બોલ્યો કે ' હું આપને કદી એમ કરવા દઇશ નહિ હું પણ મુસલમાન ધર્માનુસાર એમનું દફન કરીશ. ' કબી સાહેબે તપાસ્યું કે આ બન્ને યુદ્ધના માટે તૈયાર છે. આમ વ્યર્થનો રક્તપાત થશે. બન્નેને યુદ્ધના માટે તૈયાર થએલ જોયા ત્યારે આપે બંન્નેને સમજાવી કહ્યું કે ' સાવધાન તમારે બન્નેએ આપસમાં વાદવિવાદ કરવો નહિ. અ કદી પણ શસ્ત્ર ચલાવશો નહિ. જે મારી વાત માનશે સુખી થશે. બન્ને દળે સદ્‌ગુરૂની આજ્ઞાનો સ્વીકાર કર લીધો. પછી બધાઓએ સદ્‌ગુરૂને દંડવત બંદગી-નમસ્કાર કર્યા. બધાનું ચિત્ત ખેદથી ભરાઈ ગયું. સદ્‌ગુરૂ કબીર સાહેબ ચલાવાનો શબ્દ બોલ્યા અને ચાદર તાણી સુઇ ગયા તથા લોકોને કહ્યું કે ' હવે આ કોટડીને તાળું લગાવી દો. અને લોકોએ તેમજ કર્યું. જ્યારે તાળું બંધ કર્યું ત્યારે

એક એવો શબ્દ થયો કે જેને સાંભળી હાજર રહેલા મનુષ્યોના હૃદય ઉપર પ્રભાવ પડયો અને જય જયકાર થયો કે 'સદ્‌ગુરૂ સત્યલોક પધારી ગયા.'

જ્યારે પેલી કોટડીનું તાળું ઉઘાડ્યું ત્યારે કેવળ બે ચાદર અને કમલનાં પુષ્પો મળ્યાં. તેમાંથી એક ચાદર અને અર્ધાં પુષ્પો રાજા વીરસિંહે લીધા તથા બીજી ચાદર અને બાકીના ફુલો નવાબ બિજલીખાન પઠાણે લીધાં.

કબીર સાહેબનું શબ ક્યાંય દેખાયું નહિ. રાજાએ ચાદર તથા પુષ્પ લઈ સદ્‌ગુરૂની સમાધિ બનાવી અને બિજલીખાને પણ સમાધિ બનાવી. તે સમાધિ અને કબર મગહદેશ–મગહરમાં વર્તમાન છે.

હિન્દુ મુસલમાન બન્ને ગુરૂભાઇઓએ એક મંદિર બંધાવ્યું. હજુ સુધી હિન્દુ મુસલમાન બન્ને કબીરપંથી ત્યાં વર્તમાન છે. આમી નદી જે ઘણા વખતથી સુકાયલી પડી હતી તેમાં પાણી ભરાઇ આવ્યું, જે હજુ સુધી વહ્યા કરે છે.

વિ. સંવત્ ૧૫૭૫ ના માગશર સુદિ ૧૧ ના શુભ દિવસે બંદીછોડ સદ્‌ગુરૂ કબીર સાહેબ અન્તર્ધાન–સત્ય-લોક પધાર્યા.

સમ્વત્ પંદ્રહસો પછત્તર,
કિયા મગહરકો ગવન;

અગહન સુદિ એકાદશી,
રહો પવનમેં પવન.

કલિયુગના અંતિમ પ્રાગટ્યમાં એકસો ઓગણીશ
વર્ષ, પાંચ માસ અને સત્તાવીશ દિવસ સુધી આપે પૃથ્વી
ઉપર પ્રગટરૂપે મનુષ્યોને સૂક્ષ્મવેદનો બોધ આપ્યો હતો.

બંદીછોડ પ્રભુ કબીર સાહેબનું આદિ અને અંતમાં
શરીર ન્હોતું. કેવલ એક તેજોમય પ્રાગટ્ય હતું.

જ્યારે એ બંદીછોડ સદ્ગુરૂ મગહરમાં ગુપ્ત થયા
ત્યાર પછી પુનઃ મથુરામાં પ્રગટ થયા અને રત્નાબાઈને
ઉપદેશ આપ્યો. વળી પરમહંસ શ્રી ધર્મદાસજી સાહેબને
બાંધોગઢમાં દર્શન આપી તેમને સત્યપંથનો માર્ગ બતાવી
બયાલીશ વંશનું તિલક અર્પણ કરી કાળપુરૂષની કપટ
જાલથી પૂર્ણ સાવધાન કરી અન્તર્ધાન થયા.

## કબીર સાહેબની શિક્ષાનું વૃત્તાન્ત.

ત્રણે કાલના જેટલા ધર્મના આગેવાનો છે, થયા
છે અને થશે તે બધાઓથી બંદિછોડ કબીર સાહેબની
શિક્ષા પૃથક્–જુદી છે. આ શિક્ષાનો મુખ્ય અભિપ્રાય એજ
છે કે ગર્ભમાં આવવા જવાનું બંધ થઈ જાય. આ આવા-
ગવનનું ઘણું મોટું દુઃખ છે. જે શિક્ષા તથા ધર્મથી
વારંવાર જન્મ અને મરણનું દુઃખ દૂર થાય તેજ મનુષ્યનો
ધર્મ છે અને તેજ ગુરૂ તથા શાસ્ત્રને ધારણ કરવું. જે

કોઈ માનવ દેહ પામી મુક્તિમાર્ગ ઢૂંઢતો નથી તે અભાગી છે. કારણ એ કે તે ફરી આવો અવસર પામશે નહિ અને સદાને માટે ભવસાગરમાં ડુબકાં ખાધા કરશે.

યોગયુક્તિ તથા સમસ્ત તંત્રમંત્ર બંધનનાં મુખ્ય કારણ છે. જો યોગસમાધિથી યોગી અમર થતો હોત તો કદાપી કોઈ યોગી મરતો નહિ.

સૂક્ષ્મવેદ ભણ્યા સિવાય કોઈની મુક્તિ થતી નથી. જો કોઈ ધ્યાનપૂર્વક ભણે અને તેના વિષયો ઉપર વિચાર કરે, વળી સૂક્ષ્મવેદની આજ્ઞાઓ ઉપર સારી રીતે દૃઢ થાય અને સમસ્ત મિથ્યા કલ્પનાઓથી અલગ થાય તે મનુષ્ય છે અને તેજ કાળ પુરૂષના પંજામાંથી છુટકારો પામશે. કંજૂસ, કામી, વ્યભિચારી પુરૂષને સૂક્ષ્મવેદ ભણવાથી પઠનથી કોઈપણ પ્રકારનો લાભ નથી.

પોતાના ગુરૂને સ્વયં સત્યપુરૂષ જાણવા. જેને ગુરૂની વાત પર વિશ્વાસ નથી અને ઘમંડ કરે છે તે કાળના પંજામાં સપડાશે ગુરૂજ ધર્મની જડ છે ને જડના સિંચનથીજ ડાળ પાન સર્વ કંઈ હર્યુંભર્યું થાય છે. અને એજ નિશ્ચયના વૃક્ષમાં બધાં સુંદર ફળ ફુલ લાગે છે.

સત્યપુરૂષની ભક્તિ સિવાય બીજી બધી ભક્તિઓ જાળ તથા બંધનમાં નાખનારી છે. કાળપુરૂષનું ઝેર બ્રહ્મા, વિષ્ણુ અને શિવ સનકાદિકથી લઈ સમસ્ત જીવોમાં

સમાયેલું છે. સત્યપુરૂષની દયા વગર કોઇ સત્ય પ...
લાગી શકતો નથી.

બધાં શરીરો તથા નક્ષત્રોમાં કાળપુરૂષનું ઝેર છુપા...
છે. ધર્મરાયના મંત્રે, જાદુએ સમસ્ત મનુષ્યોની બુ...
આંધળી કરી રાખી છે અને કોઇને પણ આ બાબ...
ધ્યાન તથા શોચ નથી કે, અમો સત્યપદ મુકી ક્યાં ...
રહ્યા છીએ.

ચાર વેદ તથા ચાર પુસ્તક (ઇંજીલ; કુરઆનાદિ
આ આઠે કાળપુરુષની જાળ છે. આ જાળમાં ફસાવી તે
સમસ્ત મનુષ્યોને મારી લીધાં......જે ચાર વેદ ત...
ચાર પુસ્તકોથી અલગ થશે તેને સૂક્ષ્મવેદની પ્રાપ્તિ થ...
જેમનો પ્રેમ પુરૂષ્મવેદ સાથે છે, તેઓ સૂક્ષ્મવેદ સાથે ...
રીતે પ્રેમ કરી શકશે.

ત્રણ લોક ભવસાગરનો ઠેકેદાર નિરંજન છે અ...
સત્તર અસંખ્ય ચોકડી યુગોનો તેનો ઠેકો છે. પહે...
સૂક્ષ્મવેદ બ્રહ્મસૃષ્ટિમાં હતો. જ્યારે કાળપુરૂષે માયા સૃષ્ટિ...
રચના કરી ત્યારે તેમાંની નિકૃષ્ટ વાતો કાઢી લઇ પુરૂષ્મ...
બનાવ્યો અને આ પુરૂષ્મવેદમાં પોતાની મતિઅનુસા...
સમસ્ત સૃષ્ટિને ઉપદેશ આપ્યો. આજ્ઞાની લોકો આ પુરૂષ્...
વેદ અર્થાત્ પરાકૃત વેદને પોતાના ધર્મનો માર્ગ ત...
મોક્ષની નિસરણી સમજવા લાગ્યા.

ત્યારે નિરંજને પોતાની સંતતિને પૃથ્વીપર મોકલવા...
આરંભ કર્યો અને હજારો ઋષિ–મુનિઓ તથા પીર–પૈગં...

બરો પૃથ્વી પર આવ્યા. તેઓ કાલપુરૂષની નિર્ગુણ તથા સિરગુણ ભક્તિ શીખવાડતા ચાલ્યા આવ્યા.

જે કોઇપણ જીવોનો રક્તપાત કરશે તેનો પ્રતિશોધ-બદલો આપવો પડશે. જે કોઇને દુઃખ આપશે અથવા માંસાહારી હશે તે પણ નિશ્ચય દુઃખો ભોગવશે અને પોતાનું માંસ તેને ખવડાવશે. કોઇનો બદલો કદીપણ છોડશે નહિ. માંસાહારી તથા મદ્ય પીનારા કદીપણ મુક્તિ પામશે નહિ. જે પુરૂષો મુકિતના ઇચ્છુક છે તેમણે સારી રીતે સ્વચ્છ અને પવિત્ર થવું જોઇએ.

ગુરૂની આજ્ઞા ઉલ્લંઘન સમાન મનુષ્યને માટે બીજું કોઈ પાપ નથી. જે ધર્મવિમુખ થયો તે નિર્દયી તથા ઘાતક શૈતાનની જાળમાં ફસાયો. ઘમંડી તથા દ્વૈષીને સત્યપુરૂષની ભક્તિ કદાપિ પ્રાપ્ત થશે નહિ.

સદ્‌ગુરૂ સાહેબ કબીરનું નામ બંદીછોડ છે અને તે સર્વાધિકારી છે. જેને ઇચ્છે તેને મુક્તિ પ્રદાન કરે. જેને આ વાતનો પૂર્ણ વિશ્વાસ છે તેનો બેડો પાર છે.

પરમાત્મા સત્યપુરૂષ અને કબીર સાહેબને જેણે એક જાણ્યા તેનું બંધન તૂટી ગયું ને તે કાલના પંજામાંથી છુટી ગયો.

સત્યપુરૂષના જે અંકુરી જીવો છે તેઓ સત્યગુરૂની શિક્ષા સાંભળી. એવી રીતે દોડીને આવી મળે છે કે જેવી રીતે લોઢાથી ચુંબક ચોંટી જાય છે અને જેઓ કાલપુરૂષના

જીવો છે તેઓના ઉપર સત્યપથની શિક્ષાનો કંઇ પ્રભાવ પડતો નથી. ગુરૂ વગરના મનુષ્યના હાથનું જલપાન પણ ઉચિત નથી.

સૂક્ષ્મવેદના પાઠ સિવાય કોઇને પણ પોતાના સ્વરૂપનું જ્ઞાન થશે નહિ એટલા માટે બીજા વેદ અને પુસ્તકોને છોડી પરમ પવિત્ર સૂક્ષ્મવેદ ભણો.

## કબીર મહિમા.

( ૧ )

સુરતિ–સિન્ધુના કિનારે અમને એક સદ્ગુરૂ મળ્યા. જે સમગ્ર સંતોના શિરતાજ, શિરોમણિ છે અને સદ્ગુરૂ કબીર જેમનું નામ છે.

દયા કરી સદ્ગુરૂ ભવસાગરમાં આવ્યા; કેમકે એવા એ દીનદયાળુ છે. બંદીછોડ એ એમનું બિરદ છે અને જઠરાગ્નિમાંથી બચાવી લે છે.

જે ગર્ભવાસનું દુઃખ દૂર કરી આવાગવનનું ચક્ર મટાડી દે અને યમરાજથી છોડાવી લે એવા સદ્ગુરૂની ઉપાસના કરવી.

જેણે જઠરાગ્નિમાં તારી રક્ષા કરી અને અમૃત સમાન મીઠું દુધ પીવાડયું તથા જે યુગેયુગના સાચા સાથી છે, હે અણસમજ જીવ ! તેનો વિચાર કર ! ચિંતવન કર ! જેનાથી યમદૂતો ડરે છે, ધર્મરાજને ધીરજ ધરવી પડે છે

એવા જો કોઇ હોય તો તે અદલી અદલ ( અદલ ઇન્સાફી ) સદ્ગુરૂ કબીર સાહેબ જ છે.

જેનાથી યમદૂતો ડરે છે અને કર્મના લેખો નાશ પામે છે એવા કુલ માનવજાતિના એક માત્ર સદ્ગુરૂ અદલી અદલ કબીર સાહેબ જ છે.

સાહેબ (માલિક) થી સદ્ગુરૂ થયા અને સદ્ગુરૂથી સાધુ બન્યા. આ ત્રણ એક અંગ છે અને એમની ગતિ-મતિ અગમ અગાધ છે.

આ અલલ (અનલ) પક્ષીના જેવો અનુરાગ છે કે જે શૂન્ય મંડલમાં સ્થિર રહી શકે છે. મહાન્ ગોસ્વામી શ્રી ગરીબદાસજી સાહેબ કહે છે કે અમે ભવપાર થયાં; કેમકે અમને સદ્ગુરૂ કબીરનો મિલાપ-દર્શન મળ્યાં છે.

( ૨ )

સકલ વિશ્વના શિરોમણિ અને સારરૂપ બંદિછોડ કબીર છે, જેઓ અગહ અને અગમ અગાધ છે તેમનાં દર્શન અમને થયાં.

સદ્ગુરૂની દોહાઈ આપી સાચે સાચું કહું છું અને એમાં જરાપણ ભૂલ નથી કે અમે જે જોયું તે સત્ય છે અને બીજું બધું પ્રપંચ છે,

કબીર નામ કસ્તુરી રૂપ છે અને તે વગર છંછેડયે મહેકે છે. આદિ અને અંતની વાત કહું છું કે કબીર નામની પટંતરી, બરાબરી કરનાર કોઈ સંત નથી.

જેઓ બન્ને આંખના મધ્ય ભાગે ત્રિકુટી સ્થાનમાં સુરતિ લગાવી અવિગતિ નામ કબીરને નિરખતા રહે છે, સુરતિ સરોવરમાં સ્થિર થયેલા તેમનો બેડો પાર થાય છે.

સદ્દગુરૂ કબીર સાહેબને કોઈ માતાએ ઉત્પન્ન કર્યા નથી. તેમને કોઈ માતા અગર પિતા નથી તેમજ માયા નથી. તેઓ પિંડ–શરીર અને બ્રહ્માંડ બન્નેથી પરે છે.

અજર, અમર, સત્પુરૂષ સોહંગને સુકૃતના શિરોમણિ છે. વગર શ્વાસ અને દેહના દયાલ છે અને જેમનું નામ કબીર છે.

મનસા, વાચા, અને કર્મણા શબ્દમાં સ્નેહ કરો સદ્દગુરૂ તો એક કબીર સાહેબ છે અને બીજું બધું ભ્રાન્તિ અને સંદેહ છે.

દેવતાઓ, મનુષ્યો, મુનિજનો અને સંતો લાખો લાખો યોજન ઉપર ઉડે છે. પરંતુ કબીર સાહેબનું ધામ તો ઉંચુ છે તેથી કોઇને તેનો અંત–પત્તો મળતો નથી.

સાહેબ પુરૂષ કબીરે કોઇ દેહ ધારણ કર્યો નથી. તેઓનું રૂપ શબ્દ સ્વરૂપી છે અને તે ઘટોઘટમાં બોલી રહ્યું છે.

જેવી રીતે આકાશમાં વાદળો પવનના તેજથી, વેગથી ઘડીકમાં દેખાઇ અલોપ થઇ જાય છે તેવી રીતે સદ્દગુરૂ કબીર સાહેબે પણ નૂરનો તેજોમય પિંડ ધારણ કર્યો છે. કેમકે તેમનું આસન અધર તખ્ત પર છે.

હે હંસો ! સાહેબ કબીરનો વરદ હસ્ત મસ્તક પર રાખો. યમ અને યમદૂતો તમને અડકશે નહિ અને તમારા વંશોના વંશોનો ઉદ્ધાર થશે.

સદ્‌ગુરૂ પુરૂષ કબીર દર્દવંદ–દુઃખોને જાણનાર, પરાઇ પીડાને જાણનારા પ્રભુ છે. તેમનું નામ લેવાથી બંધનો છુટી જાય છે અને કાળની જંજીરો તૂટી જાય છે.

( ૪ )

તે માયાનાં ફુલ છે જે શરીર ધારણ કરે છે. આ માયા વેલડીને ડીંટે કેવળ અદલી અદલ સાહેબ કબીર જ લાગ્યા નથી.

ત્રણ લોકમાં તત્ત્વ અને સારરૂપ સદ્‌ગુરૂ પુરૂષ કબીર છે. જેમનાથી ઓગણપચાસ કોટિ પૃથ્વી અને ચૌદ ભુવનોનો ઉદ્ધાર થાય છે.

સદ્‌ગુરૂ પુરૂષ કબીરનો પંથ વિષમ અને વેરાટ છે. શિવ સનકાદિક દોડી રહ્યા છે અને મુનિજનો વાટ જોઇ રહ્યા છે.

દુનિયા પગથી ચાલે છે. પક્ષીઓ પાંખોથી ઉડે છે; પરંતુ કબીર સાહેબનો મહેલ તો ઉંચો છે કે જ્યાં નથી પૃથ્વી કે નથી આકાશ !

હું ખાત્રીથી કહું છું કે મને લોક–અલોકની પણ ચાહના નથી તેમજ કોઇ વાતની ઇચ્છા પણ નથી. કેવલ

અહલી આદિ સદ્ગુરૂ પુરૂષ કબીર સાહેબના ચરણ કમળની મને ભૂખ છે.

## મહાદેવ પાર્વતીનો સંવાદ.

એક સમયનાં પ્રસંગમાં પાર્વતીજીએ મહાદેવજીને પ્રશ્ન કર્યો કે, કબીર સાહેબ તે કોણ છે ને કયાં રહે છે? તેનો ઉત્તર મહાદેવજીએ એકસોને એક શ્લોકમાં સ્પષ્ટ રીતે બતાવ્યો. તે ગ્રંથનું નામ 'કબીર એકોત્તર શતક' છે. અત્રે તે પ્રસંગનું વિવરણ આપવામાં આવે છે.

પાર્વતી–ઉવાચઃ—

अक्षरत्रितयं स्वामिन् कबीर इति को भवेत् ।
किं देव उपदेवो वा तन्मे ब्रूहि जगत्पते ॥

પાર્વતીજી કહે છે કે હે સ્વામીનાથ! જે ત્રણ અક્ષરનું નામ કબીર છે તે કોણ છે અને કયા દેવતાઓમાં તેમનું સ્થાન છે?

મહાદેવ–ઉવાચઃ—

को ब्रह्मा प्रोच्यते बी च विद्यमानो विशिष्यते ।
रमन्ते सर्वभूतानि यत्कबीर स चोच्यते ॥

મહાદેવજી કહે છે કે, હે પાર્વતી! જે (क) બ્રહ્મ, (ब) પ્રગટ, (र) સમસ્ત જીવોમાં સમાનરૂપથી રમી રહ્યા છે તેનેજ કબીર કહે છે.

कः सुखसागरो दाता बीजं ज्ञानं तथैव च ।
रहित आदिनान्तेन यत्कबीर स चोच्यते ॥

જે સુખરૂપ સમુદ્રના આપનારા છે, જે જ્ઞાનના દેનારા છે, જેનો આરંભ અને અંત કંઈપણ નથી તેમને કબીર કહે છે.

कमलदलसंभूतो वीक्षते मृदुमंजुलः ।
समर्थः सर्वलोकानां यः कबीरः स चोच्यते ॥

જે કમળોના દલોપર પ્રગટ થયા અને જે સમદૃષ્ટિથી જોઈ રહ્યા છે. વળી જે સર્વ લોકમાં સમર્થ છે તેને કબીર કહે છે.

मुक्तिमार्गविनोदश्च भक्तिमार्गललामकः ।
रसनामृतमूलेषु यः कबीरः स चोच्यते ॥

મુક્તિ અને સત્યને બતાવનાર છે, ભક્તિ માર્ગને પ્રકાશ કરનાર છે તથા જે અમૃતની જડ છે તેને કબીર કહે છે.

कुरुते नित्यज्ञानं च विमला निर्मला मतिः ।
रमणीयः सदाचारो यः कबीरः स चोच्यते ॥

( क ) જેમનું જ્ઞાન સદૈવ સ્થિર અને નિત્ય છે, ( ब ) વૈરાગ્ય ઉત્પન્ન થાય છે, ( र ) ઋદ્ધિ અને સિદ્ધિ પવિત્રતાના દેનારા છે, એક સ્વરૂપથી ગતિમાન છે તેને કબીર કહે છે.

कः कलौ केवलः सार्थो विद्वेषपरिकीर्तितः ।
ऋद्धिः शुभसमासेन यः कबीरः स चोच्यते ॥

(क) કલિયુગમાં જીવોની સાથેજ છે, (ब) બોધ રૂપ થઈ પાપનો નાશ કરનાર છે. (र) સર્વના હૃદયમાં રમી રહ્યા છે તેને કબીર કહે છે.

कविः पुराणवपुषो विदेहो देहवान्सुधीः।
गुरुर्योगी सुराणां च यः कबीरः स चोच्यते ॥

(क) જેઓ સ્વયં ચૈતન્ય સ્વરૂપ છે જેમનો આરંભ અને અંત કંઈપણ નથી વિદેહ રૂપથી પણ શ્રેષ્ઠ છે અને સાથી છે. (र) જ્ઞાન સ્વરૂપ છે, સમસ્ત દેવતાઓના ગુરૂ છે તેને કબીર કહે છે.

कबीनां प्रवरो ज्ञाता धाता माता पितामहः ॥
जनकः सर्वलोकानां यः कबीरः स चोच्यते ॥

અત્યંત ઉત્તમ શ્રેષ્ઠ તથા સર્વને જાણનાર કબીર નામ છે સર્વનો પિતા અને પિતાઓનો પણ પિતા છે તથા સમસ્ત સંસારના રચયિતા છે તેને કબીર કહે છે.

—o•—

## હનુમાનજીની કથા.

ત્રેતાયુગમાં બંદીછોડ સદ્‌ગુરૂ કબીર સાહેબે હનુમાનજીને સત્યપુરૂષની ભક્તિનો તત્વ ઉપદેશ આપી મુક્તિનો માર્ગ ઓળખાવ્યો અને પરવાનો આપી જીવન્મુક્ત કર્યા. તે સમયનું યથાતથ્ય વર્ણન જાણવા ખાતર ધર્મદાસજી સાહેબે પ્રશ્ન કર્યો:—

## ધર્મદાસ વચન.

એક અનુરાગ મોરે મન આયા,
સો પ્રભુ કહુ કરી મોપે દાયા.

હનુમંત કો કબ મિલ્યો ગુંસાઈ,
સો પ્રભુ મોહિ કહિયે સમજાઇ.

ધર્મદાસ સાહેબ કહે છે કે, હે બંદીછોડ પ્રભુ ! મારા મનમાં એક અનુરાગ પેદા થયો છે કે આપ ત્રેતાયુગમાં મુનીંદ્ર સ્વરૂપે હનુમાનજીને કેવી રીતે મળ્યા અને ઉપદેશ આપ્યો તે વૃત્તાન્ત મને કહી સમજાવો.

## સદ્‌ગુરૂ કબીર વચન.

કહેં કબીર સુનુ ધર્મનિ આઇ,
ત્રેતાયુગમેં હનુમંત ચિતાઈ.
સેતુબંધ રામેશ્વર હમ ગયઊ,
તહવાં પહુંચી હમ મુનીંદ્ર કહયઊ.

હે ધર્મદાસ ! ત્રેતાયુગમાં મુનીંદ્રસ્વરૂપે પ્રગટ થઇ મેં સેતુબંધ રામેશ્વર જઇ હનુમાનને જે ઉપદેશ આપી જ્ઞાન-ચર્ચા કરી હતી તે શ્રવણ કરો.

## મુનીંદ્ર વચન.

કહત મુનીન્દ્ર સુનો હનુમાના,
તુમકો અગમ સુનાઊં જ્ઞાના.

